સર્વે ભગવદ્ ભક્તો માટે

# મીરાંબાઈનાં પદ.

---


પ્રસિદ્ધ કર્તા.

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.


---


આવૃત્તિ ૧ લી          પ્રત ૨૦૦૦

સને ૧૯૧૬          સંવત ૧૯૭૨

* * * * * * * * * * * * * * * * *

અમદાવાદ

ખેમાસાના ચકલે શ્રી 'નટવર' પ્રીન્ટીંગ પ્રેસમાં

ભોગીલાલ નારણદાસ બોડીવાળાએ છાપી.

* * * * * * * * * * * * * * * * *

કિંમત ૦-૧-૦.

# મીરાંબાઇનાં પદ.

મીરાં મન મોહનસું માન્યું; વરિયા વરિયા શ્રી ગીરધરલાલ;
જાણે જગ નથી કાંઇ છાનું, ટેક.
જેમલ રાઠોડની દીકરીરે રાણા, મીડતા એનું ધામ;
રૂપગુણ કોઇ સમોવડ નહીં રૂડું ધર્યું મીરાંબાઇ નામ.
મીરાં. ૧

જોશીએ વાંચી જન્મોતરીરે, તેમાં લખ્યું નીકળ્યું એહ;
વરશે વિશ્વંભરનાથને રે કરશે નંદકુંવરજીસું નેહ. મીરાં. ૨
ઉદ્યોતપુરનો રાણો રાજીયો રે, તે સાથે કરી છે સગાઇ;
પરણાવીને વળાવ્યાં સાસરે રે કંઇ લૌકિક રીતે મીરાંબાઇ. ૩
દેવીને દેતાં વધામણાં રે ચાલ્યાં, વરકન્યા સહુજન;
રાખે પારવતીજી પુજ્યાં રે, મીરાંનું તો મોહનમાં મન. મીરાં. ૪
સાસુ કહે સોભાગ્ય વધેરે વહુ નમો શકતીને પાય;
મીરાં કેહે મસ્તક મારૂં નહી નમે, વીના એક શ્રીગિરીધરરાય.
મીરાં. ૫

સાસુ કહે સાચું બોલી આજથીરે મારે નહી એ વહુનું કામ;
પુત્રને કહ્યું એને રાખો પરી, એક ન્યારૂં રચાવો એનું ધામ.
મીરાં. ૬

એવું સુણીને મીરાં મગન થયાં રે, ભલું થયું ભાગી જંજાળ;
સાધુની સંગે દીનરેન નિર્ગમશું, સુખે સેવીશું ગાઇશું ગોપાળ.
મીરાં.

નંદનંદને સાથે ત્યારે ગ્યાંરે મીરાં હરીજન પાસે ઘણા ઘર;
નિત્ય ભજન કથા કીર્તન ઓચ્છવ હરી લડાવે કરે લેર.
મીરાં. ૮
નણંદલ આવી મીરાંબાઇની પાસે આવી, આવી માંડયો ઉત્પાત;
સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ, મહીંયેર લાજ્યાં માતતાત.
મીરાં. ૯
અંબર આભ્રણ પેહેરે અનુપમ સજો સુંદર શણગાર;
મોહોલે પધારો રાણાજી તણેરે રમી રીઝવતી લ્યો ભરથાર.
મીરાં ૧૦
છાપાં તીલક આદી તુલસીની માળ, નાચો કુંક વેરાગીને વેશ;
સંગ મુકીદ્યો સાધુસંતનોરે, રાણાજી તો કરે સુણી કલેશ. મીરાં. ૧૧
મીરાં કહે રે બાઇ કલેશ ટળવાનો, એકજ છે ઉપાય;
કેહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે, નૃત્ય કરીને હરિ ગાય. મીરાં. ૧૨
વળી સોનું રૂપુ પેહરે શું સધર્યુંરે, કાઢી નાંખો એ ડાકડમાળ;
છાપાંતીલક ધરી સાધુમાં બેસો આલ્યો પહેરો તુલસીની માળ.
મીરાં. ૧૩
તમો પણ જાઓ શીદ સાસરેરે બાઇ વૃથા વટાળો શાને દેહ;
મનગમતા મોહનવર સાથે તમો સર્વ તજીને કરો સ્નેહ. મીરાં.૧૪
કહેજો તમારી માતનેરે વૃદ્ધ થયાં ગોવીંદ ગુણ ગાય;
હરી વિના કોટી દેવ સેવશો તોએ, જનમ મરણ નહીં જાય.
મીરાં. ૧૫
સુણી એમ છણકતી ખીજતીરે બાળા, આવી બંધવની પાસ;
ઓ ભાઇ ભાભી કહે છે થાઓ વેરાગી સહુ, મુકીદ્યો રાજઅવાસ
મીરાં. ૧૬

એવું સુણીને આવ્યો રોષ રાણાને પેર્ગો, સેવક મીરાંને આવાસ;
લાવો ખબર છે શા રંગનાં રે, કોણ કાખ્યુ બેડું છે એ ની પાસ;
મીરાં. ૧૭
અનુચરે આવી એમ કહ્યું જે, નથી ત્રીજું આવાર;
રાણીજી સાથે કોઇ પુરૂષ બીજો છે, ઘરમાં થઇ રહ્યો છે
ચેકાર; મીરાં. ૧૮
સુણતામાં રાણો થયો રાતોરે, ખેંચી ખડગ થયો છે તે ગીવ.ર,
પેઠા મીરાંને મહુલે એકલોરે કોઇ, આવે ના આઇ દીઠાં ર.ર.
મીરાં. ૧૯
આવી જોયું તો મીરાં એકલીરે, પ્રભુએ એને ના દીધું દરશન;
પુછ્યું મીરાંને પેલો પુરૂષ ક્યાં છે તારે લાગી છે જે શું
લગંન. મીરાં. ૨૦
ક્યાં ક્યાં છે પુછો શું રાણા રોશમાંરે, તે તો સઘળે વસેછે ભરપૂર;
ધ્યાનમાં જુએ જોગી પ્રેમી પ્રત્યક્ષ હોએ, રેહે છે દુષ્ટથકી દુર. ૨૧
કાઢી નાંખોજી આ કલેસ કપટ સંગે નિર્મળ કરો મન;
પ્રેમીભક્તોએ પરબ્રહ્મ ભજો તો તમને થાય તેના દરશન.મીરાં.૨૨
એવું સુણીને આગ લાગી ઘણીરે પણ,ભાવ ના આવ્યોરે ભુપ,
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે એવે,દીઠાં મીરાંનાં બે રૂપ. મીરાં. ૨૩
તોયે મુરખ સમજ્યો નહીરે મન સાથે ના કીધો વીચાર;
બીજું ખડગ એણે ખેંચીયુરે ત્યારે, હરિએ દેખાડી મીરાં
ચાર. મીરાં. ૨૪
છાનો પડયો પાછો ફર્યોરે રાણો, આવ્યો પોતાને ઘેર;
વીખનો પ્યાલો મીરાંને મોકલ્યો પીજો કાહાવ્યું, રાણાએ
આણી ઝેર. મીરાં. ૨૫

લીધો મીરાંએ મન મગન થઇનેરે પ્રભુને,દેખાડી કર્યું વીષપાન;
અમૃત સરીખું થઇ ગયુંરે એને, સમરથ ધણી ભગવાન. મી. ૨૬
મીરાંબાઇ આવ્યા વંદ્રાવનમાંરે પ્રેમે, નીરખ્યા શ્રી વ્રજરાય,
શ્રી જમુના પયપાન કર્યું ને ફરી, જીવ ગોસાઇને શિક્ષાય.મીરાં.૨૭
હરીજન જાણી મીરાં મળવાનું કાવ્યું તેણે,કાવ્યું ના જોઉ સ્ત્રીનું મુખ
મીરાં કહે સારૂં થયું સવારૂં સુજને, પરપુરૂષ જોયેથી દુઃખ.
મીરાં. ૨૮

આજલગી હું એમ જાણતી જે વ્રજમાં કૃષ્ણ પુરૂષ છે એક;
વ્રંદ્રાવન વસી હજી પુરૂષ રહ્યાછો તેમાં,ધન્યછે તમારો વીવેક. ૨૯
એવું સુણીને જ્ઞાન પામીયારે, જીગોસાઇ મળ્યાછે સામા ધાઇ;
હળીમળીને હરીની વાત કરીને આવ્યાં,મેવાડ દેશ મીરાંબાઇ.
મીરાં મન. ૩૦

ફરી તઇયારી ચાલ્યાં દ્વારીકાં, પ્રેમે નીરખ્યા શ્રી રણછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યાં સદા, પોહોચ્યા છે મનના
કોડ. મીરાં, ૩૧

પાછળ પસ્તાવો રાણાને થયોરે, ગયું ઉતરી મનનું ઝેર;
મુખે માગે છે આપુ તેને જે કોઇ, લાવે માનવી મીરાંને ઘેર.
મીરાં. ૩૨

ઉપરાઉપરી તેડાં મોકલ્યાંરે, આવી લાગ્યા સહુ પાય;
માજી પધારો મેવાડમાં વેહેલાં,રાણાજી તો અંન ન ખાય.મી. ૩૩
જ્યાં લગી તમે રહેશો દ્વારીકાંરે, ત્યાં લગી કરૂ અપવાસ;
આગ્રહ દેખી મીરાં વીદાય માગવાને,આવ્યાં શ્રીપ્રભુજીની પાસ
મીરાં મન. ૩૪

હરીએ હકીકત સાંભળી ને હસી, ચાંપી રૂદીયા સાથ;
શ્રીકૃષ્ણ સ્વરૂપમાં સમાઇ ગયાંરે મીરાં,જેજેશ્રીદ્વારકાનાથ. ૩૫
ચરિત્ર એ મીરાંબાઈનુંરે જે કો સાંભળે ને ગાય;
પ્રેમભક્તિ તેને મળે ત્રુઠે,દયા પ્રીતમ વૃજરાય. મીરાં મન.૩૬

## પદ ૧.

મીઠડાં ગોરસ લ્યો ગોરસ લ્યો. એ રાગ.

હાંરે કોઇ માધવ લ્યો માધવ લ્યો, વેંચતી વૃજનારીરે, હાંરે.
માધવને મટુકામાં ઘાલી, ગોપી લટકે લટકે ચાલીરે. હાંરે.
હાંરેગોપી વેલું'શું બોલતી જાય,કાન મટુકીમાંનવ સમાયરે હાંરે.
નવ માનો તો જુવો ઉતારી,માંહી જુવેતો કુંજવિહારીરે હાંરે
વંદ્રાવનમાં જાતાં ધારી, વાલો ગૌ ચારે ગીરધારી રે. હાંરે.
ગોપી ચાલી વંદ્રાવન વાટે, સઉ વ્રજની ગોપીયો સાથેરેહાંરે.
મીરાંકહે પ્રભુ ગીરધરનાગર,જેના ચરણુકમળ સુખસાગરરેહાંરે

## પદ ૨.

અરજ કરેછે મીરાં રાંકડી, ઉભી ઉભી અરજ કરે છે;
મણિધરસ્વામી મારે મંદીર પધારો,સેવા કરૂ દીનરાતડી. ઉ.
ફુલનારે તોરાને ફુલનારે ગજરા,ફુલના તે હાર ફુલ પાંખડી. ઉ.
ફુલની તે ગાદીને ફુલના તે તકિયા,ફુલની તે પાથરી પછેડી. ઉ.
પચ પકવાન મીઠાઇને મેવા સવૈયાને સુંદ દહીંડી. ઉ.
લવંગ સોપારી એલચી તજવાલા, કાથાચુનાની પાનબીડી.ઉ.
સેજ બિછાવું નેપાસા મંગાવું.રમવ. આવેતો જાય રાતડી ઉ.
બાઇમીરાંકહેપ્રભુગીરધરનાગરવાલાતમનેજોતામાંઠરેઆંખડીઉ.

## રાગ સોરઠ પદ ૩.

આજ મારે સાધુ જનનો સંગરે,રાણા મારાં ભાગ્યભળ્યાં ટેક.
સાધુજનનો સંગ જો કરીએ રામજી, ચડે તે ચોગણો રંગરે. રા.
સાકુટ જનોનો સંગ ન કરીએ રામજી,પડે ભજનમાં ભંગરે રા.
અડસઠ તીરથ સંતોનેશરણે રામજી,કોટીકાશીને સોયે ગંગરે. રા.
નિંદા કરસે તેતો નર્ક કુંડમાં જાશે રામજી,થશે આંધળાં અપંગરે
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગરના ગુણ રામજી,
સંતોની રજ મારે શીરરે-રાણા

## પદ ૪.

હાગળ કોણ લેઈ જાયરે, વથુરામાં વશે મેવાશી. ટેક.
એરે કાગળમાં ઝાઝું શું લખીએ. થોડે થોડેહેત જણાયરે. મ.
મિત્ર તમારા મળવાને ઇચ્છે, જસોમતી અન્ન ન ખાયરે. મ.
સેજલડી તો મુને સુનીરેલાગે, રડતાં તે રજની જાયરે. મ.
બાઇમીરાંકહે પ્રભુ ગીરધરનાગુણ,ચરણકમળમારું ત્યાં જોયરે મ.

## પદ ૫,

લેતાં લેતાં શ્રીરામજીનું નામરેહો લોકડીયાં તો લાજે મરે છે. ટેક.
હરી મંદીર જાતાં પાવલાંયારે દુખે,ફરી આવે સારૂં ગામરે. લો.
ઝઘડો થાય ત્યાં દોડીને જાયરે, મુકીને ઘરનાં કામરે. લો.
ભાંડ ભવૈયા ગુણકા નૃત્ય કરતાં, બેશી રહે ચારે જામરે. લો.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમલ ચિત
હામરે. લો.

## પદ ૬,

. આવત મોરીગલીયનમેં ગીરધારી, મેંતો છુપ ગઇ લાજકીમારી.
કસુંબલ પાઘ કેસરીયા રે જામા, ઉપર ફુલ્લ હજારી;
મુગટ ઉપર છત્ર બિરાજે, કુંડલકી છબિ ન્યારી, આવત. ૨
કેશરી ચિર દરિઆઇ કો લેંઘો. ઉંપર અંગીયાં હે ભારી,
આવત દેખી કૃષ્ણ મોરારી છુપ ગઇ રાધે પ્યારી. આવત. ૩
મોર મુગટ મનોહર સોહાએ, નથીનીકી છબિ ન્યારી;
ગલે મોતનકી માલ બીરાજે, ચરણ કમલ બલીહારી. આ. ૪
ઉભી રાધે પ્યારી અરજ કરત્ત હે, સુનજો કૃષ્ણ મોરારી;
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણકમલ પર વારી. આ. ૫

## પદ ૭ રાગ મારૂ

મોહન લાગત પ્યારા રાણાજી મોહન લાગત પ્યારા ટેક.
જીનકી કલારો હાલત ચાલત પ્રાણ આધાર;
નેનકી કલામેં સબ જગ ભુલયો, એહી પુરૂષ હે ન્યારા. રા. ૧
તુમહી જુઠે ને હમહી જુઠે, જુઠે હે સબ સંસારા:
સ્ત્રી પુરૂષ કે સબંધ જુઠે, તો ફુટયા હૃદયા તુમારા રા. ૨
તુમહી કહો અરધંગા હમારી, હમકુ ૯ ગાયો કારો;
કોટી બ્રહ્માંડમાં વ્યાપી રહયો હે, સો નિજવર હમારો. રા. ૩
સાળુ પીતાંબર મોતનકી માળા લેઇ ચગનમે જલાયા;
છાપ તિલક તુલસીની માળા, સાધુ સંગ નિસ્તારા. રા. ૪
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર, શરણકો બિરહ સંભારો,
હરીકે ભજન વિના જે દિન ખોયે, ધિક મુનશા જનમારો ૫

## પદ ૮ રાગ કલ્યાણ

નાથ તુંમ જાનત હો સબ ઘટકી, મીરાં ભક્તિ કરેરે પ્રગટકી
નાહી ધોઈ મીરાં લે સમરની. તો પુજા કરત સિતા પતકી;
સાલિંગરામકું તુલશી ચઢાવે તો ભાળતિલક બીચ ટિપકી. ના.
રામ મંદીરમાં મીરાંબાઇ નાચે, તાલ બજાવત ચુટકી;
રૂમઝુમ રૂમઝુમ બાજત ઘુઘરા, લાજ તજી ઘુઘટકી. નાથ.
વિશના પ્યાલા રાણાજીએ ભેજ્યા, સાધુ સંગત મીરાં અટકી
કરી ચરણામૃત પી ગઈ મીરાં અમૃતકી જેસી વટકી. નાથ.
જરત દેરી ઘર મીરાં નાચે શીરપે ગાગર ઉપર મટકી;
મીરાં કહે હરી ગીરધરના ગુણ,સુરતી લાગી જેસી નટકી નાથ

## પદ ૯ રાગ ગરબી

કહાં ગયો પેલો મોરલી વાળો, અમને રાસ રમાડીરે. ટેક.
રાસ રમાડવાને વનમાં તેડવાં, મોહની મંત્ર સુણાવીરે, ક. ૧
માતા જસોદા સાખ પુરાવે, કેશર છાંટયા ચોળીરે, ક. ૨
હુવણાં વેણુ સમારી સુતિ, પેરી કસુંબલ ચોળીરે. ક. ૩
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,ચરણકમળ ચીત ચોરીરે ૪

## ગરબી ૧૦

અજબ સલુણી મરઘા નેણી, તેં મોહન વશ કીધોજી. ટેક,
મકનો સો હસ્તીને લાજ અંબાડી, અંકુશે વશ કીધોજી. અ
લવિંગ સોપારીને પાનના બીડામાં કશુ કાનોજી. અ.
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, ચરણ કમલ ચીત લીધુંજી. અ.

## ગરબી ૧૧

ચાલને સખી મહી વેચવા જઇએ, જ્યાં સુંદીરશ્યામ રમતોજી
પ્રેમતણાં પકવાન લઇ સાથે, રસાક વર કયમ જમતોજી ચા,
મોહનજીતો હવે મોટો થયો છે, ગોપીને નથી દમતોજી. ચા.
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર,.રણછોડ કુબજાને વરતોજી. ચા.

## ગરબી ૧૨

ચાલનેરે સખી મારો શ્યામ દેખાડુ, વૃંદાવનમાં ફરતોજી; ટેક.
નખશિખ સુધી હીરાને મોતી, નીત્ય નવા શણગાર ધરતોજી.
પાંપણ પાઘ કલંગી તોરે, શીરપર મુગટ ધરતોજી ચા.
ધેનું ચરાવેને બેનુ બજાવે, મન મારાને હરતોજી ચા.
રૂપને સંભારૂ તારા ગુણને સંભારૂ, જીવ રણછોડમાં ભમતોજી ચા.
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, શામળીઓ કુબજાને વરતોજી ચા.

## ગરબી ૧૩

કઠણ થયારે માધવ મથુરાં જઇ, કાગળ ન લખ્યો કટકોરે. ટેક
આંહુંયા થકી હરિહવડાં પધાર્યા, ઓધવ સાથે અટકયોજી ક.
અંગે સોવરણિયા વાગા પેર્યા, સીર પીતાંબર પટકોજી; ક.
ગોકુળમાં એક રાસ રચ્યો છે કહાન કુબજા સંગ અટકયોજી ક
કાળીશી કુબજાને અંગે છે કુબડી એ શું કરી જાણે લટકોજી ક.
એછે કાળોને તે છે કુબડી, રંગે રંગ બન્યો ચટકોજી; ક.
કોઈ કહે મારી કંતુસર આણી, સીર મેલ્યો રંગ ચટકોજી, ક.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ખોળમાં છું ઘુંઘટ ખટકોજીક.

## ગરબી ૧૪

પુનમ કેરો પુર્ણ ચંદ્ર છે, રાસ રમે નંદલાલોજી; ટેક.
નટવર વેશ ધર્યા નંદલાલે, સૌ જોવાને ચાલોજી, પુનમ. ૧
ગાન તાન વાજીંતર વાજે, નાચે જસોદાનો કાલોજી; પુનમ ૨
સોળસહસ્ત્રમાં અષ્ટ પટરાણી,વચ્ચે રહયોમારો વાલોજી, પુનમ ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,રણછોડ દીસે સારોજી, પુનમ ૪

## ગરબી ૧૫

આતુર થઇછું મુખ જોવાને, ઘેર આવો નંદલાલારે. ટેક.
ગઉ તણાં મીશ કરી ગયા છો, ગોકુળ આવો લાલારે,
માસીરે મારીને ગુણકારે તારી, ટેવ તમારી છોગાળારે. આ.
કંસ મારી માબાપ ઉગાર્યા, ઘણા કપટી નથી ભોળારે, આ.
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ઘણાજ લાગે પ્યારારે, આ.

## ગરબી ૧૬.

કરના ફકિરા તેરી કયા દલગીરી, સદા મગનમેં રહેનાજી; ટેક.
કોઇ દિન ગાડીને કોઇ દિન બંગલા,કોઇદિન જંગલવસનાજી. ક.
કોઇ દિન હસ્તીને કોઇ દિન ઘોડા, કોઇ દિન પાઉ ચલનાજી. ક.
કોઇ દિન ખાજાને કોઇ દિન લાડુ, કોઇ દિન ફકમ ફકાજી. ક.
કોઇદિન ઢોલીયા કોઇદિન તળાઇ, કોઇદિન ભોંયપે લોટનાજી. ક.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, કછુ આય પડે સો સેહેનાજી. ક.

## ગરબી ૧૭.

બોલો મેરી રસના હરીહરી, તુમ બોલો મોરી રસના ફિરિ ફિરિ, ટેક.

ગરૂડે બેશીને ગોવિંદજી પધાર્યા, શંખ ચક્ર ગદા ધરી ધરી. બો.
હંસ વાહન કરી બ્રહ્માજી પધાર્યા, વેદ ચારની ધુન્ય કરી. બો.
ઉંદરે બેશીને ગણપતિ પધાર્યા, સાથે સુધ બુધ સુંદરી. બો.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, એકવાર કહોને શ્રીહરી. બો.

## ગરબી ૧૮.

હું જાઉં રે જીમનાં પાણીડાં, એક પંથ દો કાજ સરે. ટેક.
જળ ભરવું બીજું હરીને મળવું, દુનિયાં ભોળી દાઝે બળે. હું.
અજાણપણામાં કાંઇરેનવ સુઝયું, જસોદાજી આગળ રાડ કરે. હું.
વૃંદ્રાવનને મારગ જાતાં, જનમ જનમની પ્રીત મળે. હું.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ભવસાગરનો ફેરો ટળે. હું.

## ગરબી ૧૯.

નહિં જાઉંરે જીમના પાણીડાં, મારગમાં નંદલાલ મળે. ટેક.
નંદજીનોરે વાલો આણ ન માને, કામણગારો એની મેળે. ન.
અમે અહિરડાં સઘળાં સુંવાળાં, કઠણ કાનુડો મેલા. નહિ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ગોપીને કાનુડો વાલો. નહિ.

## ગરબી ૨૦.

હાંરે જાઓ જાઓરે જીવણ જુઠડા હાંરે વાત કરતાં દીઠડા;
સો દેખતાં વાલો આળ કરે છે, મારે મન છો મીઠડારે જાઓ.
વંદ્રાવનની કુંજ ગલીમેં, કુબજા સંગે દીઠડારે જાઓ.
ચંદન પુષ્પને માથે પટકો, વાત કરતાં દીઠડારે. જાઓ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, મારે મન છો મીઠડારે. જાઓ.

## ગરબી ૨૧.

હાંરે મારાસમ કાલે મળજો પેલાં કહ્યાં વચન તે પાળજોરે. મા.
જળ જમુનાં જળ પાણી જાતાં,મારગ વચે વેલા મળજોરે. મા.
બાળપણાની વાલી દાસી, પ્રીત કરી પરવરજોરે. મારા.
વાટે આળ ન કરીએ વાલા, વચન કહ્યું ચિત્ત ધરશોરે મારા,
ઘણોજ સ્નેહ થયાથી ગીરધર, લોક લજાએ વળજોરે. મારા,
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, પ્રીત કરી ને પળજોરે. મારા.

## ગરબી ૨૨.

હાંરે ચાલો ડાકોરમાં જઈ વસીયે,
હાંરે મને લેહ લગાડી રંગ રસિયે. ચાલો. ટેક.
હાંરે પ્રભાતના પહોરમાં નોબત વાજે,
હાંરે અમે દરશન કરવા જઇયેરે. ચાલો. ૧
હાંરે અરપટ્ટી પાઘ કેસરીયો વાઘો,
હાંરે કાને કુંડળ સોહ્યરે. ચાલો. ૨
હાંરે પીતાંબર જીરકશી જામો,
હાંરે મોતન માળા સોહયેરે. ચાલો. ૩
હાંરે ચંદ્ર બદન અણિઆળિ આંખો,
હાંરે મુખડું સુંદર સોહાયેરે. ચાલો. ૪
હાંરે રૂમઝુમ રૂમઝુમ નેપુર વાજે,
હાંરે મન મોહ્યું મારૂ મોરલિએ રે. ચાલો. ૫
હાંરે મીરાંબાઈ કહે પ્રભુ ગીરધર નાગર,
હાંરે અંગોઅંગ જઇ મળીયેરે. ચાલો. ૬

## ગરબી ૨૩.

### મેરો મન હર લીનો રાજા રનછોર.

ત્રીકમ માધવ ઓર પુરૂષોત્તમ, કુંવર કલ્યાણી જોર. મે.
રાધા રૂક્ષમણી ઓર સતભામા, જાંબુક વરણીરે જોર. મે.
મોર મુગટ પીતાંબર સોહત, કુંડલકી છબી ઓર. મે.
શંખ ચક્ર ગદા પદમ બિરાજે, માધુરી મુરલી કે શોર. મે.
ચાર પાસ રત્નાગર ગાજે, ગોમતીજી હે શિરમોર. મે.
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર, હરિ મારા દિલડાંના
ચોર. મેંતો.

## ગરબી ૨૪.

માગત માખણ રોટી ગોપાળ પારે માગત માખણ રોટી;
મેરે ગોપાળજીકું રોટી બના દેઉ, એક છોટીને બીજી મોટી. મા.
મેરે ગોપાળજીકો બીહા કરૂંગા, ખાખુ તે ભાનકી બેટી. મા.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમળ હું તો જોતી. મા.

## ગરબી ૨૫.

મુખડાની માયા લાગીરે, મોહન તારા મુખડાની ટેક.
મુખડું મેં જોયું તારૂં. સરવે જુગ થયું ખારૂં,
મન મારૂં રહ્યું ન્યારૂં રે. મોહન તારા. ૧
સંસારીનું સુખ એવું ઝાંઝવાના નીર જેવું,
તેને તુછ કરી ફરીયેરે મોહન તારા. ૨
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું,
તેને ઘેર શીદ જઇએરે મોહન તારા. ૩

પરણું તો પ્રિતમ પ્યારો, અખંડ સોભાગ્ય મારો,
રાંડવાનો ભે ટાળયો રે મોહન તારા. ૪
મીરાંબાઈ બલીહારી, આશા એક મને ટારી,
હવે હું તો બડભાગી રે મોહન તારા. ૫

## પદ ૨૬ રાગ ધનાશ્રી.

હો દીનકે બીજમાન બિગારૂં હો દીનકે બીજમાન. ટેક.
આબ તુ સોવત સેજ પલગપર કલ તુ જાયગો મસાન બી.
માત પીતા સુત નારી છોડકે આખર કરત હેરાન. બી.
રાજાબી ચલગયે પ્રજાબી ચલ ગયે, હો ગયે જગત:મેદાન બી
રાવણ જેના જોધ્ધાભી ચલગયે, બ્રહ્માબી ચલગયે, કોઇ ન
રહેગો અવસાન, બી.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર રખલે તુંરામકો ધ્યાન. બી

## પદ ૨૭

કનૈયો તેરે જમુનામે કુદ પર્યોરે, કનૈ. ટેક.
કાલિંદ્રીકો કાલોકાલો પાનીરે, પેઠત કછુ ના ડર્યોરે. ક.
નંદ જસોદા ગોપગોપી સબ, નિરખત નિર ઝર્યોરે. ક.
પેસ પૈયારી કાલીનાગ નાથ્યોરે, ફણપર નૃત્ય કર્યોરે. ક.
વ્રજકે કાજ ગોવર્ધન ધાર્યોરે, ઇંદ્રકો મન હર્યોરે. ક.
મથુરાંમે પ્રભુ જન્મ લીયો હ. વીનીકે કંસ ડર્યોરે. ક.
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, સુરકો કાજ સર્યોરે. ક.

## પદ ૨૮ રાગ આશાગોડી.

ઓધવજી પ્રારબ્ધકી ગતિ ન્યારી,તમે જુઓને વાત વીચારી.ઓ.
સાવર નીર ભર્યોહે સરોવર, સમુંદર હો ગયે ખારી. ઓ.

સુંદર લોછન મૃગકું દીયો હે, બન બન ફીરત દુખ રી. ઓ.
મુરખ રાજા રાજ કરત હે, પંડિત ભયારે ભીખારી. ઓ.
વેશ્યાકું પાટ પીતાંબર દીનો, સતિકું ના મીલે સાડી. ઓ.
સુંદર નાર વાંઝણ કર ડારી, ભુંડણ જણે જણ ચારી. ઓ.
સુમકું ધન બહોત દિયો હે, દાતાકું ના મીલત જુવારી. ઓ.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણ કમલ બલહારી. ઓ.

પદ ૨૯

મરી જાવું માથા મેલીરે, મરી જાવું ટેક૦

કોઇ તો બનાવે બાગ બગીચાં, કોઇતો બનાવે હવેલીરે. મ.
ધાઇને ધુતીને ધન ભેગુંરે કીધું, પાંચ પચીશની થેલીરે. મ.
આરે કાયામાં સંતો કેશર કયારા.આંહીતો ઉગી રહી નાગરવેલીરે. મ.
બાઇમીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,પાળ બાંધે.ન પાણી પહેલીરે.

પદ ૩૦

શામળીયો લાજ રાખે રાણાજી, પ્રભુજી લાજ રાખે રાણાજી
કોઈ તો કહેર મીરાં બઇરે બાવરી, કોઇ તો કહે મદમાતી
રાણાજી શામળીઓ.
તાળ મૃદંગ વીણાજંત્ર વાગે, ઘુઘરા બાંધીને મીરાં નાચે;
રાણાજી શામળીઓ.
આણી આણી વાટે મારાં પ્રભુજી પધાર્યા, તેણીને વાટે મારે જાવું
રાણાજી શામળીઓ.
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળ ચિત્ત રાખો
રાણાજી શામળીઓ.

# શિવગીતા.

મુળશ્લોક ટીકા તથા વિવેચન સાથે, આમાં શિવભકતોને તલ્લીન કરી નાંખે તેવી એકથી એક અપૂર્વ એવી ભક્તિ મોક્ષાદિની કથાઓ સાથે શ્રી ભગવાન રામચંદ્રનો તથા અગસ્થ મુનીનો ઉપદેશરૂપ સંવાદ ઘણોજ આકર્શક છે. કલજુગમાં શીવગીતાનો નીત્યપાઠ દુઃખોને દુર કરી અક્ષય સુખ આપનારો છે. ગ્લેજ ઉંચા કાગળ પાકુ સોનેરી પુઠું કિં. ૧ રૂ પોસ્ટેજ ૩ આના.

# શિવપુરાણ.

કવી દુર્ગાશંકરકૃત ( રાગરાગણીમાં ) આમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનું ઉત્પન્ન થવું કામદેવનું દગ્ધ થવું લિંગોત્પત્તિ, શિવજીયે ચંપા કેવડાને આપેલો શાપ, ગણેશ ઉત્પત્તિ, ગંગા ઉત્પત્તિ, પતિવ્રતાધર્મ, રૂદ્રાક્ષ વિભૂતિ મહાત્માદિ ઘણી રસીક રસીક કથાઓનો સંગ્રહ છે. અક્ષર પણ ઘણાજ મોટા છે. પાકુ સોનેરી પુઠું છતાં કિંમત ૧ાા રૂ. પોષ્ટેજ ૩ આના.

# મહાભારત.

વ્યાસ વલ્લભરામ સુરજરામ કૃત. ( વાર્ત્તારૂપે ) કથા કહેવામાં પંકાયેલા વ્યાસ વલ્લભરામની રસિક વાણીથી કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે. તેમનું રચેલું ભારથ અતિ રશીક અને મન વાંચ્છીત ફળ આપનારૂં છે. ઉત્તમ ચિત્રો ડાઝ્યા ઈંચ લંબાઈ પહોળાઇ વાલા ૧૦૫૦ પૃષ્ટનું મોટું કદ હોવા છતાં

કી. ૨ાા રૂ. પોસ્ટેજ ૮ આના જુદા.

મળવાનું ઠેકાણું:--મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે-બુકસેલર,
ત્રણ દરવાજા અમદાવાદ.

## પદ ૩૧.

મેંતો રૂદેમાં ઓળખ્યા રામરે, રાણા ઘેર નહી આવુ.
આપુ આપુ સોના ચુડલો તુને, આપુ એકાવળ હાર;
બાણુ લખ આપુ માળવોરે, આપુ ઘોડલીયાની જોડરે.
મીરાં ઘેર આવોને. મેતો
સોના ચુડલો હું તો પત્થર પછાડુ રાણા તોડુ તે એકાવળહાર
હાથીને ઘોડા માલ ખજાના એતો, કરીદોને બ્રાહ્મણને દાનરે,
રાણા ઘેર નહીરે આવું.
રાણાજી કાગળ લખ્યા મોકલેરે, દેજો મીરાંને હાથ;
સાધુની સંગત છોડીદોને તમને મેહેલાંની કરૂં પટારણીરે
મીરાં ઘેર આવોને.
મીરાંબાઇ કાગળ લખી મોકલેરે, દેજો રાણાજીને હાથ,
રાજપાટ તમે છોડી દોને વસો સાધુની સાથરે—
રાણા ઘેર નહિ આવું.
ભાઇરે સાથીડા સાંઢણી શણગારો, મારે જાવું તે સો કોશ;
રાણાજી તારા રાજમાં મારે પાણી પીધાનો છે દોષ-
રાણા ઘેર નહી આવું.
મીરાંને ગીરધર મળ્યા નાગર નંદાજીની જોડ,
બાઈ મીરાં કહે મારો સ્વામી શામળીયો, એતો પૂરે મારા
મનડાના કોડરે રાણા ઘેર નહીં આવું, મેંતો રૂદેમાં,

## પદ ૩૨

નહીરે વીસારૂં હરી, અંતરમાંથી નહીરે વીસારૂં હરી. ટેક.
શામળી સુરતના શામળીઆરે, જોતામાં નજર ઠરી—અં૦
ઇત ગોકુલ ઉત મથુરાંરે નગરી, તે બીચ જુમનાં ભરી-અ

મહાવનકી કુંજગલીમેં, ગોધેન ચારો ફરી-અંતરમાંથી.
જળ જુમનાનાં નીર ભરવા ગ્યાતાં, વાલા શીરપર ગાગરધરી
હાથીને ઘોડા માલ ખજાના, તારી સંગે ન આવે જરી-અં.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, વર તો વાંઠલને વરી-

પદ ૩૩

તુંતો ભજીલે પ્યારારે, તું તો ભજી લે મોરલીવાળાને.
(તારી)ઘડી પલક ઘડીયોવાળાને તુંતો ભજીલે મોહન પ્યારાને ટેક.
સાત સમુદ્ર તરી તરી આવ્યો તું તો ડુબી મુઓ આવી
આરામે, તું તો ભજી.
શાળંગરામની સેવા ન કીધી, તું તો ધુંચાઈ રહયો ધરગામેં,
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ,હરી ભજી લ્યો આત્મારામે

પદ ૩૪.

શું કરવું છે રાણાજીરે, બીજાને મારે શું કરવું છે,
ધ્યાન ધણીનું ધરવું છે રે, બીજાને મારે શું કરવું છે. ટેક
ઉંડા સાયરનો રાણા સંગ ન કરીએ.
કાંઠડે બેસી નાહીએ રે. બીજાને.
પ્રભાતે ઉઠી મારે ન્હાવું ને ધોવું રાણા,
ધ્યાન ધણીનું ધરવું છે. બીજાને.
હીરનાં ચીર મારે કામ ન આવે રાણા,
ભગવી ચાદરે મારે ફરવું છે. બીજાને.
સોનાનો થાળ મારે કામ આવે રાણા,
ભોજન પત્રમાં મારે જમવું છે. બીજાને.
સોનાની માળા મારે કામ ન આવે રાણા,
તુળસીની માળાએ મારે તરવું છે. બીજાને.

મંદીર માળીયા મારે કામ ન આવે !રાણા,
પડેલી ઝુંપડીમાં મારે મરવું છે. બીજાને.

૨૦ ૩૫.

રાણાજીરે જીવનું સંગાથી બીજું કોઇ નથીરે. ટેક-
રાણાજીરે એક પેંડાના દો દો માટલાંરે,
તેના જુજવા જુજવા લખીયા લેખરે;
રાણાજીરે એક તે જસોદા માઇની ગોરસીરે,
બીજુ કલાલને ઘેરરે રાણાજીરે જીવનું સંગાથી૦
રાણાજીરે એક માટીના બે બેટડારે,
તેના જુજવા જુજવા લખીયા લેખરે;
રાણાજીરે એક તે રાજપાટ ભોગવેરે,
બીજો ઇંધન વે ા ખાયરે-રાણાજી જીવનું સંગાથી.
રાણાજીરે એક વેલાનાં દો દો તુંબડાં રે,
તેના જુજવા જુજવા લખીયા લેખરે;
રાણાજીરે એક તે મહાદેવજીની તુંબડીરે,
બીજી માલીકાને ઘેર રે—રાણાજીરે જીવનું સંગાથી.
રાણાજીરે એક ગાયના દો દો !વાછડારે,
તેના જુજવા જુજવા લખીયારે;
રાણાજીરે એક તે મહાદેવજીનો પોઠીયો રે,
તેના પુરણ ભળ્યા ભાગ્યરે. રાણાજીરે જીવનું સંગાથી
રાણાજીરે બીજો ઘાંચીડાને ઘેર આંખો બાંધીને ફેરા ફેરવેરે,
તેના પુરણ મળ્યાં પાપરે;
રાણાજીરે ફુવાજીની બા મીરાં બોલ્યાંરે,
સંતોને અમરાપુર વાસ !બીજા નરકની ખાણરે-રાણા૦

પદ ૩૬.

સીતા રામને ભજી લ્યો ફોકટ શીદ ભટકો,
માલીકને ભજતાં રાત દીન નવ અટકો. ટેક.
કાયાને માયા તેરી કામ નહીં આવે
પડી રહેશે કાયા કેરો કટકો સીતા.
પતંગ કેરો રંગ ઉડી ઉડી જાશે,
સંસાર છે ચાર દહાડાનો ચટકો સીતા.
બાલપણુમાં હરીને નવ ભજીયા,
બુઢાપણુમાં ઉઠશે ભડકો, સીતા.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના,
હરીને ભજવાનો રાખો ખટકો સીતા.

પદ ૩૭.

રાણાજી હું તો આદ વેરાગણ છું.
મારે રૂદીએ લખાવો નીજનામરે રાણાજી
મારી સુરતા ભગવાનસે લાગીરે. રાણાજી
સાધુ આવ્યા પરૂણલાને માગે ચાર રતન,
ધુણીપાણી સાથરો, એની શ્રદ્ધા પ્રમાણે અન્નરે રાણા.
સાધુ સંગે મીરાં રમેરે, ઝાલ્યા હાથસે હાથ;
તન ચોખા મન લાખસી, મારે નેણુ તે ધીની ધારરે. રાણા.
સંત અમારે શીર ધણીરે, હમ સંતનકી દેહ;
આથે ને નવ ધરાં ઉતરાંરે મારે ઢાંકયા તે ઉતર્યો સ્નેહરે રા.
સાધુ દેખી મન હસે રે, હસે મારી દેહ;
રોમે રોમે રમી રહયોરે, જેમ વાદળામાં ઝુમી રહયોમેહરે. રા.

મીરાંબાઇ સરખી લાડકીરે, રહેતી હરી હજુર;
મીરાંને ગીરધર મળ્યારે, કપટીને મન દુરરે રાણાજી હું તો.

પદ ૩૮.

મારે હરિ ભજ્યાની છે વેળારે ભેદુ વિના કોને કહીએ.
ભેદુડા હોય તે ભેદ પીછાણે સંતો અગમનીગમની ખબરોલેઇએરે
ઉંડા રે નીર જોઇને માંહી નવ ધસીએ સંતો-
કાંઠડે બેઠા બેઠા નહિ એ રે ભેદુ વિના કોને કહીએ,
પારકાંરે રૂપ જોઇને મન ન ઠગાવીએ સંતો,
જીતી બાજી તો જાશો હારી રે ભેદુ વિના કોને કહીએ.
બાઈ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ વાલા,
ચરણ કમળના સુખડાં લઇએરે-ભેદુવિના કોને કહીએ.

પદ ૩૯.

બાઇ મને મળ્યા તો મિત્ર ગોપાળ નહી જાઉં સાસરીએ.
સંસાર મારૂં સાસરૂંરે મઇયર વૈકુંઠ વાસ;
લાક્ષચોરાશીનો ચુડલોરે,મે તો તજીઓ છે તેની પાસ રે નહિ.
સાસુ તે મારી સુકીત કહીએ ને સસરો પ્રેમ સુજાણ;
એકને સબ જુગ મોહી રહયોરે, બીજીઓહી તે બ્રહ્મ પ્રમાણ નહિ
આરાદીયરને દો દીકરીરે દોનું રાજકુમાર;
જેઠ જુગ જુગ જીવજોરે, મારો નાવલીઓ નિરધાર રે, નહિ
મારા સ્વામીને જઇ એમ કહેજોરે ધીરજ ધરજો ધ્યાન,
કરજોડી મીરાંબાઇ વિનવે રે, હવે ફરી નહી લેઉ ગર્ભાધાન રે
નહી જાઉં સાસરીએ.

## પદ ૪૦ રાગ કનરો.

મેં મેરા મન હરીસેં જોર્યો, હરી સંગે જોર્યો,
તબ સકલ સંગ તોર્યો, મે મેરા મન. ટેક.
તબ ઔર દેવનકી બાત ઉઠાઈ,
લઈ તુલસી દલ વામે રે ઘોર્યો;
જબ શ્રવણે સુને હે ચરણામ્રત,
સખત ભરોંસો હે મુખમાંરે ઢારો—મેં મેરો.
જબ સંગત ભયી સંતનકા,
તબ રાણાજીએ મોએ મારણ છોર્યો,
મેં મેરો કામ કીયો અલી બાવરી;
તોકું ઓઢાયો હરીએ અંધાર પછેરો—મેં મેરો.
ભલી બુરીકો તે સીરપર,
મેં મેરો રાખ્યોરે મટકો ફોર્યો;
અલી મેરા સુરતી નિરંતર હરીસેં,
જયુંરે બાજીગર ગળે રોપ્યો દોરો—મેં મેરો.
નાચ નચે તબ ઘુંઘટ રે કૈસો,
લોક લાજ મેં તનકો રે તોર્યો;
મીરાં કહે લાગી લગનસેં,
ફાર ભયો રાણે મુખજ મોર્યો.—મેં મેરો.

## પદ ૪૧.

હરી મેરે નેનમાં રહીયો, હરી મેરે નેનમેંરે રહીયો.
દવસ આગે આગે ડોલો, ઘડી પલ અલગા મત થયો, હરી.

કોઇકુ પ્યારે લડકા, રે લડકી, કોયકુ પ્યારે બેન ઔર ભૈયો;
કોયકુ પ્યારી અજબ સુંદરી, હમેરે પ્યારો બાવા નંદજીકો છૈયો. હ.
કોયકુ બલહે માત પીતાકો, કોઇ અટંમ કટંમકો સવૈયો;
કોઇક કહે મેં આપે બલીયો, હમારે બલહે રાજા રામયો. હરી.
કોઇક હોસી કોપીન ધારનકો ભયો, કોઇક કપડા પહેરી બડેયો;
કોઇ હોસીક ધન માલનકો, હમેરો હોસી હરી ચરણકું છેયો. હ.
કોઇક પઢત ચતુર ભયો, કોંકે રાગ રંગકો ગવૈયો;
મીરાં કહે પ્રભુ તુમેરે મીલનકું, પ્રેમ સહિત કૃષ્ણ કૃષ્ણ કહીયો. હ.

## પદ ૪૨

પ્રેમની પ્રેમની પ્રેમની રે મને લાગી કટારી પ્રેમની. ટેક.
જળ જુમનાંનાં ભરવા ગયાંતાં, હતી ગાગર માથે હેમનીરે. મ.
કાચે તે તાંતણે હરજીએ બાંધી, જેમ ખેચે તેમ તેમનીરે. મને.
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, શામળી સુરત શુભ એમનીરે.

## પદ ૪૩.

થનક થનક તા થેઇરે નાચે નંદનો નાનડીઓ. ટેક.
તાળબંધ તાળી વાગે ઘુઘરૂ ઘમકે, હાંરે લાલ મોરલી બજાવે લઇ લઇ. નાચે.
નારદ નૃત્ય કરતા આગે, હાંરે વળી સાથ રાધાને લઇને નાચે.
બ્રહ્મા વેદ ભણતારે આગે, હાંકે ત્યાંતો કૃષ્ણજીએ મોરલી બજાઇ. નાચે.

## પદ ૪૬

ગોવિંદાજી પ્રાણ અમારેરે, મને જગ લાગ્યો ખારોરે,
મને મારો રામજી ભાવેરે, બીજો મારી નજરે ન આવેરે.
મળે તો હરીજન મળજોરે, દુરીજન દુરથી ટળજોરે. ટેક.
મીરાંબાઇના મેહેલમાં રે, હરી સંતનનો વાસ;
કપટીથી હરી દુર વસે, મારા સંતન કેરી પાસ. ગો.
રાણોજી કાગળ મોકલેરે, દો રાણી મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દો, તમે વસોને અમારે સાથ. ગો.
લજવ્યું મહીયર સાસરૂં, તમે લજવ્યાં માને બાપ;
કુળ લજવ્યું રાણા તણું, તમે લજવ્યું મોસાળ આપ. ગો.
મીરાંબાઇ કાગળ મોકલેરે, દેજો રાણાજી હાથ,
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ. ગો.
વિષનો પ્યાલો રાણે મોકલ્યોરે, દેજો મીરાંને હાથ;
અમૃત જાણી મીરાં પી ગયાં, જેને સહાય શ્રીવિશ્વનો નાથ. ગો.
રાણે દાસી મોકલી, જઇ જુઓ મીરાંનો મે હેવાલ;
મીરાં બેઠાં ભજન કરે, શ્રી કૃષ્ણ તે આપ્યો કોલ. ગો.
રાણા રીસ રાતડો રાધે ચઢીયો ભુપ,
ખડગ તાણી મીરાંને મારતાં. તેણે દીઠાં સાત સ્વરૂપ. ગો.
સાંઢવાળા સાંઢ શણગારજેરે, જાવું સો સો રે કોશ;
રાણાજીના દેસમાં મારે, પાણી પીવાનો દોષ. ગો.
ડાબો મેલ્યો મેવાડરે, મીરાં ગઇ પશ્ચિમમાંય;
સર્વે છોડી મીરાં નીસર્યાં જેનું માયામાં મનડું ન કાંય. ગો.

સાસુ અમારી સુષુમણારે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગતમાં, મારો નાવલીયો નિર્દોષ. ગો.

ચુંદડી ઓઢુ ત્યારે રંગ ચુવેરે, રંગ બેરંગ હોય;
ઓઢું હું કાળો કામળો, દુજો ડાઘ ન લાગે કોય. ગો.

મીરાં હરીની લાડકીરે, રહેતી સંત હજુર;
સાધુ સંગાતે સ્નેહ ઘણો પેલા કપટીથી દીલ દુર. ગો.

મહીવર મારૂં મેડતુંરે, સાસરીયું ચીતોડ,
મીરાંને ગીરધર મલ્યા, મારા મનના તે પુર્યા કોડ. ગો.

## સાખીઓ.

મીરાં કહે એ રાણાજી, શે નથી ભજતા રામ;
રાજપાટને સિદ્ધ સરવે, અંતે ન આવે કામ. ૧

મરણ તણી શીર ગાજતી, નોબત કાળ નિશાન,
ચેતી શકાય તો ચેતજો, એ મીરાં નિશાન. ૨

એમ કહી મીરાં તો ગઇ, સંતોની સંગાથ;
તીરથ કરતાં દ્વારકામાં, પહોંચી જ્યાં નીજ નાથ. ૩

દ્રઢ ભક્તિ ભગવંતની, સુખ તન મન નિત્ય;
ગીરધર શું પ્રીતી ઘણી, એ સંતનકી રીત. ૪

પુરૂષમાં પુરૂષ બની નારીમાં નારી તેહ,
નારી પણ પુરૂષ બની, નારીનો તજી દેહ. ૫.

આ દરશન દેહાંતનું, મીરાં પ્રેમ પમાઇ;
દર્શન શ્રી રણછોડનું, કરતાં ત્યાંય સમાઈ. ૬.

## પદ ૪૫

કાન્હા બનસરીરે બજાય ગિરધારી,
તારી બનસરી લાગી મોંકોં પ્યાર
દહીં દુધ બેચને જાતી જમુના,કાનાને ગાગર ફોરી. કાના. ૧
સિરપર ઘટ ઘટપર ઝારી, ઉસ્કુ ઉતારી મુરારી. કાના. ૨
સાસ બુરીરે નનંદ હઠેલી, દેવર દેવે મોકોં ગારી. કાના. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરણકમલ બલહારી. કાના. ૪

## પદ ૪૬

હરિ ગુન ગાવત નાચુંગી. ટેક.
અપને મંદિરમેં બૈઠા બૈઠકર, ગીતા ભાગવત વાચુંગી. ૧
ગ્યાન ધ્યાનકી ગઠડી બાંધકર, હરિહરિ સંગ મૈ લાગુંગી. ૨
મીરાં કેસે પ્રભુ ગીરધર નાગર, સદા પ્રેમ રસ ચાખુંગી. ૩

## પદ ૪૭

ઝુલત રાધા સંગ, ગિરીધર ઝુલત રાધા સંગ. ટેક.
અંબિર ગુલાલકી ધુમ મચાઇ, ભર પિચકારી રંગ. ગિરી. ૧
લાલ ભઇ બિંદ્રાબન જમુના, કેસર ચુવત રંગ. ગરી. ૨
નાચત લાલ અધાર સુરભર,ધિમી ધિમી બાજે મૃદંગ. ગિરી. ૩
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરન કમલકું દંગ. ગિરી. ૪

## પદ ૪૮

તુમ બિન મોરી કોન ખબર લે, ગોવરધન ગિરિધારીરે. ટેક.
મોર મુગુટ પીતાંબર શોભે, કુંડલકી છબી ન્યારીરે તુમ. ૧

ભરી સભામેં દ્રૌપદી ઠાડી, રાખો લાજ હમારીરે. તુમ. ૨
મીરાં કહે પ્રભુ ગિરીધર નાગર,ચરન કમલ બલહારીરે. તુમ. ૩

## પદ ૪૯

હાથકી બિડીલો મોરે બાલમ, મોરે બાલમ સાજનવા ટેક.
કથ્થા ચુના લવંગ સુપારી, બીડી બનાઉં ગહિરિ;
કેશરકા રંગ ખુલા હૈ, મારો ભર પિચકારીરે. ૧
પકે પાનકે બીડે બનાઉં, લો મોરે બાલમજી;
હંસ હંસકર બાતા બોલો, અંતર પડદા ખોલોજી. ૨
મીરાંકે પ્રભુ ગિરીધર નાગર બોલત હે પ્યારી,
અંતર બાલમ યારો, દાસી હો તેરી. ૩

## પદ ૫૦

કાના ચાલો મારે ઘેર કામ છે, સુંદર તારૂં નામ છે. ટેક.
મારા અંગણામાં તુલસીનું ઝાડ છે, સુંદર તારૂં નામ છે. કા. ૧
આગલા મંદિરમાં સસરા સુવે છે, પાછલું મંદિર સુમસામ છે. કા. ૨
મોર મુગટ પીતાંબર શોભે, ગલે મોતનકી માલ છે. કા. ૩
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચરનકમલ ચિત જાય છે. કા. ૪

## પદ ૫૧

કુબજાને જાદુ ડારા, મોહે લીયો શામ હમારારે. કુબજા૦
દિન નહિ ચૈન રૈન નહી નિદ્રા, તલપતરે જીવ હમારા. કુ. ૧

નિરમલ નીર જમુનાજીકો છાંડયો, જાય પિવે જલ ખારારે. કુ. ૨
ઘત ગોકુલ ઉત મથુરા નગરી, છોડાયો પિહુ પ્યારા. કુ. ૩
મોર મુગટ પીતામ્બર શોભે, જીવન પ્રાન હમારા. કુ. ૪
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, બિરહ સમુદર સારારે.
કુબજાને જાદુ ડારારો.

## પદ ૫૨.

કાયકુ દેહ ધરી, ભજન બિન કાયકુ દેહ ધરી;
ગર્ભવાસકી ત્રાસ દિખાઇ, વાકી પીઠ બુરી. ભજ ૧.
કોલ બચન કરી બાહેર આયો. અબ તુમ ભુલ પરિ ભજ ૨
નોબત નગારા વાજે બધાઇ, કુટુંબ સબ દેખ ઠરી. ભજ ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, જનની ભારે મરી. ભજ. ૪.

## પદ ૫૩.

રટતા કયો નહીરે હરિ નામ, તેરે કોડી લગે નહિં દામ:
નર દેહી સ્મરનકુ દીની, બિન સુમરેવે કામ ૧
બાલ પણા હુંમ ખેલ ગુમાયો, તરૂણ ભયે બસ કામ. ૨
પાવ દિયા તોરે તીરથ કરને, હાથ દીયા કર દાન. ૩
નેન દિયા તોરે દરશાન કરને, શ્રવણ દીયા સુન જ્ઞાન. ૪
દાંત દીયા તેરે મુખકા શોભા જીવ કીઇ ભજ ગમ. ૫
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, હે જીવનો બે કામ. ૬

## પદ ૫૪.

સખી મેરો કાનુડો કાળજેકી કોર હુએ. ટેક.
મોર મુકુટ પીતાંબર શોભે, કુંડલકી ઝકઝોલ. સ. ૧
સાસુ બુરી મેરી નણંદ હઠિલી, છોટો દેવર ચોર. સ. ૨

વૃંદાવનકી કુંજગલીમેં, નાચત નંદ કિશોર, સ. ૩
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,ચરણ કમલ ચિત ચોરી સ. ૪

## પદ ૫૫

આઇ મેને ગોવિંદ લીયા હે મોલ. ટેક.
કોઈ કહે હલકા કોઇ કહે ભારી,લીયા હે તરાજુ તોલ આ. ૧
કોઇ કહે સસતા કોઇ કહે મહુંગા, કોઇ કહે અનમોલ. આ. ૨
વિંદાબનકી કુંજ ગલનમે, લીયા હે બજાકે ઢોલ. આ. ૩
મીરાં કહે પ્રભુ ગિરધર, નાગર, પુરવ જન્મ કે બોળ. આ. ૪

## પદ ૫૬

રાધા પ્યારી દે ડારોજી બન્સી હમારી. ટેક.
યે બન્સીમેં મેરા પ્રાણ બસત હે, વો બન્સી ગઈ ચોરી રા. ૧
ના સોનેકી બન્સી ના રૂપેકી, હરહરે બાંસલી પેરી રા. ૨
ઘડી એક મુખમેં ઘડી એક કરમેં, ઘડી એક અધર ધરી રા. ૩
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરન કમલપર વારી.
રાધા પ્યારી દે, ૪

## પદ ૫૭

બંસી તુ કવન ગુમાન ભરી. ટેક.
અપને તનપર છેદ પરયે, બાલાતે બિછરી. બંસી. ૧
જાત પાત હું તોરી મય જાનું તુંબનકી લકરી. બંસી. ૨
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર રાધાસે ઝગરી. બંસી. ૩

## પદ ૫૮

લાજ રાખો તુમ મેરી, પ્રભુજી લાજ રાખો તુમ મેરી. ટેક.
જબ બકરીને કમરી પકડી, તબહી માન મરોડી. પ્ર. ૧
મેગરીબ તુમ કરૂનાસાગર. દુષ્ટ કરત બલ જોરી. પ્ર. ૨
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, તુમ પીતા મે છોરી. પ્ર. ૩

## પદ ૫૯

જો તુમ તોડો પિયા મેં નહીં તોડું;
તોરી પ્રીત તોડી કૃષ્ણ કોણ સંગ જોડું. ટેક.
તુમ ભયે તરૂવર, મેં ભઈ પંખીયા;
તુમ ભયે સરોવર, મેં તેરી મછીયા. જો. ૧
તુમ ભયે ગિરિવર, મેં ભઇ ચારા;
તુમ ભયે ચંદા, હમ ભયે ચકોરા. જો. ૨
તુમ ભયે મોતી પ્રભુ, હમ ભયે ધાગા
તુમ ભયે સોના, હમ ભયે સ્વાગા. જો. ૩
બાઇ મીરાં કહે, પ્રભુ વ્રજ કે વાસી;
તુમ મેરે ઠાકોર, મેં તેરી દાસી. જો. ૪

## પદ ૬૦

મનં અટકી મેરે દિલ અટકી, હો મુકુટકી લટક મેરે મન અટકી ટેક
માથે મુકુટ કોર ચંદનકી, શોભા હુએ પીર પટકી. મન. ૧
શંખ ચક્ર ગદા પદમ બીરાજે, ગુંજમાલ મેરે મન અટકી. મ. ૨
અંતરધયાન ભયે ગોપીયનમેં, સુદ્ધ ન રહી જમુના તટકી મ ૩
પાત પાત બ્રિંદાવન ઢુંઢે, કુંજ કુંજ રાધે ભટકી. મ. ૪

જમુનાને નીર તીર ધેનુ ચલાવે, સુરત રહી બંસી બટકી મ ૫
કુસનકે જામા કદમકી છૈયા, ગોપીયનકી મટુકી પટકી, મ. ૬
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, જાનત હો સબ ઘટકી. મ. ૭

પદ ૬૧

ચાલો મન ગંગા જમુના તીર, ગંગા જમુના તીર,
ગંગા નિરમલ પાણી, શીતલ હોત શરીર. ચાલો.
બંસી બજાવત ગાવત કાના, સંગલીયે બનવીર. ચાલો.
મોર મુગુટ પીતાંબર શોભે, કુંડલ ઝલકત હીર. ચાલો.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર ચરન કમલપર શીર. ચાલો.

પદ ૬૨

રામ રતન ધન પાયો મૈયા મેંતો રામ રતન ધન પાયો. ટેક
સંત સંગત સદ્દગુરૂ પ્રતાપસે, ભાગ બડો બની આયો. મૈ.૧
શરચે ન ખુટે વાંકુ ચોર ન લુટે, દીન દીન હોત સવાયો. મૈ ૨.
નીર ન ડુબે વાકું અગની ન જાલે,ધનણી ધર્યો ન સમાયો. મૈ. ૩
નામકો નાવ ભજનકી બતિયાં, ભવસાંગરસે તાર્યો. મૈ. ૪
મીરાંબાઇ પ્રભુ ગિરધર શરને, ચરનકમલ ચિત્ત લાયો. મૈ. ૫

